# मुंबइ इलाकानी भूगोळनुं

# तारण.



ત્રીજા ધોરણના વિદ્યાર્થિને માટે

વ્યાખ્યા સહીત

રચનાર

K. M. S.

છપાવી પ્રસિદ્ધ કરનાર

બુકસેલર પાનાચંદ તેજાભાઈ.

અમદાવાદ

પાનકોરને નાકે ઘાંચીની વાડીમાં

"એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટિંગ પ્રેસ"માં

નથુભાઈ રતનચંદ મારફતીયાએ છાપ્યું.

સંવત ૧૯૪૮ સને ૧૮૯૧

કિંમત રૂ૦-૧-૬

४९५०

# मूंबइ इलाकानी भूगोळ.

## દિશાઓ.

જે દિશામાં સુરજ ઉગે તેને ઉગમણી અથવા પૂર્વદિશા કહે છે જે દિશામાં સુરજ આથમે તેને આથમણિ અથવા પશ્ચિમદિશા કહે છે.

પૂર્વદિશા ભણી મોં કરીને ઉભા રહીએ તો ડાબા હાથ તરફ ઉત્તરદિશા, અને જમણા હાથ તરફ દક્ષિણદિશા છે

## નકાશાની દિશાઓ.




નકાશા ભણી મોં કરીને ઉભા રહીએ ગથાળે ઉત્તર

દિશા; નીચે દક્ષિણદિશા, ડાબા હાથ તરફ પશ્ચિમ-
દિશા, અને જમણા હાથ તરફ પૂર્વદિશા આવે છે.

## ખૂણાઓ.

દક્ષિણ અને પૂર્વદિશા વચ્ચે અગ્નિખૂણો, દક્ષિણ અને પશ્ચિમદિશા વચ્ચે નૈરૂત્યખૂણો, પશ્ચિમ અને ઉત્તર દિશા વચ્ચે વાયવ્યખૂણો ને ઉત્તર અને પૂર્વદિશા વચ્ચે ઇશાનખૂણો છે.

## વ્યાખ્યાઓ.

૧ જમીનના જે મોટા ભાગમાં ઘણા દેશ આવેલા હોય તેને ખંડ કહે છે.

૨ ચારે બાજુએ પાણીથી વીંટાયેલા જમીનના ભાગને બેટ કહે છે. બેટથી ઉલટું સરોવર છે.

૩ ચારે બાજુએ જમીનથી વીંટળાયલા પાણીના ભાગને સરોવર કહે છે. સરોવરથી ઉલટો બેટ છે.

૪ જમીનનો જે ભાગ ત્રણ બાજુએ પાણીથી તથા એક બાજુએ જમીનથી વીંટાયલો હોય. તેને દ્વીપકલ્પ કહે છે

૫ જમીનની જે અણી લાંબી થઈને સમુદ્રમાં ગયેલી હોય, તેને ભૂશિર કહે છે. ભૂશિરથી ઉલટો અખાત છે.

૬ જમીન ઉપર લાંબા ગયેલા સમુદ્રના ફાંટાને અખાત કહે છે અખાતથી ઉલટો ભૂશિર છે.

૭ જમીનનો જે ભાગ થોડો ઉંચો હોય તેને ડુંગર કહે છે. વધારે ઉંચા ભાગને પર્વત કહે [illegible] જોડા-

પણા ડુંગરાને **હાર** કહે છે.

૮ એ ડુંગરા કે પર્વતની વચ્ચેના નીચા પ્રદેશને **ખીણ** કહે છે.

૯ પૃથ્વી ઉપરના ખારા પાણીના પાંચ ભાગ કર્યા છે તે દરેકને **મહાસાગર** કહે છે.

૧૦ જે ખારાપાણીનો ભાગ મહાસાગર કરતાં નાનો હોય હોય છે તેને **સમુદ્ર** કહે છે.

૧૧ સમુદ્રનું પાણી વારાફરતી ચડે છે, તેને **ભરતી** અને ઉતાર છે તેને **ઓટ** કહે છે.

૧૨ મીઠા પાણીનો જે પ્રવાહ પર્વતમાંથી કે સરોવરમાંથી નીકળી ઢળતી જગાએ થઈને સમુદ્રને મળે છે, તેને **નદી** કહે છે.

૧૩ જે જગાએથી નદી નીકળે તે જગાને તેનું **મુળ**, જે જગાએ નદી સમુદ્રને મળે છે તે જગાને તેનું **મુખ** કહે છે

૧૪ જે જગોએ નાની નદી મોટી નદીને મળે છે તેને **સંગમ** કહે છે.

૧૫ સમુદ્રને મળતા પેહેલાં ભરતીનું પાણી માંહે આવે એવું જે નદીનું મુખ પહોળું હોય તેને **ખાડી** કહે છે.

૧૬ નદી કે દરીઆ કાઠે જે શેહેર હોય,ને ત્યાં વહાણથી માલ ચડતો ને ઉતરતો હોય તેને **બંદર** કહે છે.

૧૭ જે ગામ પાસેથી રેલવે જતી હોય, ને ત્યાંથી માલ તથા માણસ ચડતા ઉતરતા હોય તેને **સ્ટેશન** કહેછે.

૧૮ સપાટ જમીનના મોટા ભાગને **મેદાન** કહે છે.

૧૯ જમીનનો જે ભાગ ઘણા ગાઉ સુધી રેતાળ હોય તેને **રણ** કહે છે.

૨૦ જેમાં ઘણા શેહેર હોય ને ખાલસા તથા ખંડીઆ મુલક આવેલા હોય તેને **ઈલાકો** કહે છે.

૨૧ ઈલાકાના ઉપરી અમલદારને **ગવરનર** કહે છે.

૨૨ સરકારનો જે ખાલસા મુલક હોય તેને **જીલ્લો** કહે છે.

૨૩ જીલ્લાના ઉપરી અમલદારને **કલેકટર** કહે છે.

૨૪ જે ભાગમાં નાના નાના ખંડીઆ રાજા રાજ્ય કરતા હોય તેને **એજન્સી** કહે છે.

૨૫ એજન્સીનો જે ઉપરી અમલદાર હોય તેને **પોલિટિકાલ** કહે છે.

---

## મુંબઈ ઈલાકાની ભૂગોળ.

**હદ**—ઉત્તરે બલુચિસ્તાન ને બાવલપુરસંસ્થાન. પૂર્વે રજપૂતસ્થાન, માળવા, મધ્યપ્રાંતો, નીજામનું રાજ્ય ને મદ્રાસ ઈલાકો. દક્ષિણે મહિસૂરપ્રાંત ને પશ્ચિમે બલુચાસ્તાન તથા આરબી સમુદ્ર છે.

**ભાગ**—પાંચ છે (૧) સિંધ, (૨) કચ્છ, (૩) ગુજરાત (૪) મહારાષ્ટ્ર (એમાં દક્ષિણ ને કોંકણ બે છે) (૫) દક્ષિણ મહારાષ્ટ્ર ને ઉત્તર કાનડા.

## (૧) સિંધપ્રાંત.

**હદ**—ઉત્તરે બલુચિસ્તાન ને પંજાબ પૂર્વે જેસલમીરનું રણ ને રજપૂતસંસ્થાન દક્ષિણે કચ્છનું રણુ અને આરબી સમુદ્ર. પશ્ચિમે હાલા પર્વતની પેલીમેર બલુચિસ્તાન.

આ પ્રાંતમાં સિંધુ નદી આવેલી છે, માટે સિંધ નામ પડયું છે.

ભાષા તથા રેહેવાસી સિંધી કહેવાય છે.

આ પ્રાંતમાં વરસાદ થોડો વરસે છે, તેથી સિંધુ નદીમાંથી નેહેરો ખોદીને ઘણે ઠેકાણે પાણી લેઈ જાય છે.

**ભાગ**—૭ છે.

| ભાગ. | મુખ્ય શેહેર. |
|---|---|
| (૧) સિંધનો ઉપલો સરહદનો મુલક. | જેકબાબાદ. |
| (૨) શિકારપુર જીલ્લો. | શિકારપુર. |
| (૩) હૈદરાબાદ જીલ્લો. | હૈદરાબાદ. |
| (૪) કરાંચી જીલ્લો. | કરાંચી. |
| (૫) થરપારકર | ઉમરકોટ. |
| (૬) ખેરપુરસંસ્થાન. | ખેરપુર. |

**નદીઓ**—સિંધુ એ હિમાલય પર્વતમાંથી નીકળી આરબી સમુદ્રને મળે છે. તે ઉપર શિકારપુર, સકર, બકર, હૈદરાબાદ, કોટ્રી, ઠઠ્ઠા, મીઆણી ને કરાંચી છે. એનું બીજું નામ અટક છે.

**પર્વત**—પબ ને હાલા.

**સરોવર**—મંચર.

**રણ**—થરપારકરનું.

**બંદર**—કરાંચી, મનોરી, કેતીબંદર ને શાહબંદર.

**મુખ્ય શેહેર**—હૈદરાબાદ. એમાં સોનેરી ભરત ને દાંતનું કામ સારૂં થાય છે.

**કરાંચી**—એનું બીજું નામ દેવળ ગામ છે. તે મોટું બંદર છે. તેમાં બાજરી, ડાંગરને જુવાર બહુ થાય છે. ને સુતરાઉ કાપડને કામળા વણાય છે.

**જેકબાબાદ**—એ જેકો સાહેબના નામ ઉપરથી પડયું છે.

**ઉમરકોટ**—એમાં અકબર બાદશાહ જનમ્યો હતો.

**નાગરપારકર**—ઘીને માટે પ્રખ્યાત છે.

**ઠઠ્ઠા**—એનું બીજું નામ બ્રાહ્મણાબાદ છે.

**ખૈરપુર**—એ દેશી રાજ છે.

શિકારપુર, સકર, બકર, હાલા, લારખાના, કોટ્રી, શાહબંદર, મીઆણી, સેવાન ને ઇસલામકોટ વગેરે મોટાં ગામ છે.

---

## (૨) કચ્છપ્રાંત.

**હદ**—ઉત્તરે અને પૂર્વે રણ, દક્ષિણે કચ્છનો અખાત ને પશ્ચિમે આરબી સમુદ્ર છે.

**ભાષા** ને **રહેવાશી** કચ્છી છે.

**પ્રગણા**—આ દેશના ૧૬ પ્રગણા કરેલા છે તેના નામ નીચે પ્રમાણે.

(૧) પાવર, (૨) મીઆણી, (૩) બન્ની (૪) પચ્છમ,

(૫) ખડીર, (૬) પ્રાંથલ, (૭) વાગડ (૮) અંજાર ચોવીશી (૯) ભુચડ ચોવીશી (૧૦) હાલા ચોવીશી (૧૧) કાંઠી (૧૨) મોડાસા (૧૩) અબડાસા. (૧૪) કંડ (૧૫) ગરડા (૧૫) બીક.

**નદીઓ**—જણાવા લાયક નથી પણ **રૂકમાવતી** ને ખારી નામે તેરૂના છે. તેમાં આખુ વરસ પાણી રહે છે.

**પર્વત**—કાળો, નનામોને ધીણોધર.

**બંદર**—માંડવી, મુંદરા, લખપત જખૌ ને તુંણા.

**મુખ્ય શેહેર**—ભુજ એ રાજધાનીનું શેહેર છે. રાવશ્રી ખેંગારજીએ ૧૬૦૫ માં બંધાવ્યું છે. ત્યાં સોના રૂપાનું તથા ભરતનું કામ બહુ સરસ થાય છે.

**માંડવી**—એ બંદર છે ને વહાણાનું ઠેકાણું છે.

**અંજાર**—એમાં ચપ્પુ બહુ સરસ થાય છે.

**કંથકોટ**—એમાં ગઝમુદની બીકથી ભીમગાણુસ સંતાણો હતો.

**આધોઇ ને લાકડીઆ**—મોરબી તાબાના મહાલ છે.

**કચ્છીગઢ**—એ ઓખામંડળમાં છે.

ભદ્રેસર, કેરા, બેલા, રાપર, ભચૌ, નળીઆ, કોઠારા, તેરા, સુગરી રોહા ને જખૌ મોટાં ગામ છે.

**ખનીજ પેદાશ**—કોયલાની ખાણો છે, પણ કોયલા ખોદવામાં આવતા નથી. માતાજીના મઢમાં ફટકડી ને સુરોખાર જડે છે.

આ પ્રાંતના ઘોડા ને બળદ વખણાય છે.

---

## (૩) ગુજરાત પ્રાંત.

હદ—ઉત્તરે કચ્છનું રણ ને શિરોહી. પૂર્વે માળવા, ખાનદેશ ને સાતપૂડા પર્વત. દક્ષિણે થાણા જીલ્લો ને આરબી સમુદ્ર. પશ્ચિમે કચ્છનું અખાત ને આરબી સમુદ્ર છે.

**રહેવાસી ને ભાષા**—ગુજરાતી કહેવાય છે.

**ભાગ—૧૩ છે.**

| ભાગ. | મુખ્ય શેહેર. |
|---|---|
| ૧ સુરત જીલ્લો. | સુરત. |
| ૨ ભરૂચ જીલ્લો. | ભરૂચ. |
| ૩ ખેડા જીલ્લો. | ખેડા. |
| ૪ પંચમહાલ. | ગોધ્રા ને દાહોદ. |
| ૫ અમદાવાદ જીલ્લો. | અમદાવાદ. |
| ૬ કાઠીઆવાડ એજન્સી. | રાજકોટ. |
| ૭ પાલનપુર એજન્સી. | પાલનપુર ને ડીસા. |
| ૮ મહીકાંઠા એજન્સી. | સાદ્રા ને ઈડર. |
| ૯ રેવાકાંઠા એજન્સી. | નાંદોદ બારીઆ ને લુણાવાડા. |
| ૧૦ ગાયકવાડનો મુલક. | વડોદરા. |
| ૧૧ ખંભાતસંસ્થાન. | ખંભાત. |
| ૧૨ પંચમહાલ એજન્સી. | નારૂકોટ. |
| ૧૩ સુરત એજન્સી. | વાંસદા, ધરમપુર ને સચીન. |

## (૧) સુરત જીલ્લો.

પ્રગણાં આઠ છે.—૧ પારડી. ૨ વલસાડ. ૩ ચીખલી. ૪ જલાલપુર. ૫ બારડોલી. ૬ માંડવી. ૭ ચોર્યાશી. ૮ ઓરપાડ.

બંદર—સુરત ને વલસાડ.

ડુંગર—પારનેરા ને ડુંગારની ટેકરી.

નદીઓ—તાપી, કીમ, પૂર્ણા, અંબીકા, દમણગંગા, મીંઢોળા, પાર, ઓરંગા ને કોલક,

૧ તાપી—સાતપુડા પર્વતમાંથી નીકળી આરબી સમુદ્રને મળે છે. તે ઉપર રાંદેર, માંડવી ને સુરત છે.

૨ કીમ—રાજપીંપળાના પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે.

૩ પૂર્ણા—એ આરબી સમુદ્રને મળે છે તે ઉપર નવસારી, તેલારી ને જલાલપોર છે.

૪ અંબીકા—એ આરબી સમુદ્રને મળે છે તે ઉપર ગણદેવી છે.

૫ દમણગંગા—એ સંહ્યાદ્રી પર્વતમાંથી નીકળી આરબી સમુદ્રને મળે છે તે ઉપર દમણ છે.

૬ મીંઢોળા—એ આરબી સમુદ્રને મળે છે. તે ઉપર બારડોલી છે.

૭ પાર—એ આરબી સમુદ્રને મળે છે તે ઉપર પારડી છે,

૮ ઓરંગા—એ આરબી સમુદ્રને મળે છે. તે ઉપર વલસાડ છે.

૯ કોલક—એ આરબી સમુદ્રને મળે છે તે ઉપર બગવાડા ને કોલક છે.

**મુખ્ય શેહેર**—સુરત એ આ જીલ્લાનું મુખ્ય શેહેર તાપી નદી ઉપર મોટું બંદર છે. તેમાં આગળ વેપાર ઘણો ચાલતો, પણ હાલમાં આગને રેલની આફતથી પડી ભાંગ્યું છે. ત્યાંની બરફી વખણાય છે.

**દમણ**—એ દમણ ગંગા નદી ઉપર ફીરંગીને તાબે છે.

**ઉદવાડા**—એમાં પારશી લોકોનું દેવળ છે.

**કુંતા**—એમાં કુંતેશ્વર મહાદેવનો દરવરસે મેળો ભરાય છે.

**વલસાડ**—એ ઓરંગા નદી ઉપર બંદર છે ત્યાંથી અનાજ, ગોળ ને સાગ ચડે છે.

**છરવાડા**—એમાં મીઠું પાકે છે.

**બહુધાન**—એમાં બાર બાર વરસે મેળો ભરાય છે.

ઓરપાડ, રાંદેર, માંડવી, બળેશ્વર, બારડોલી, જલાલપોર, ગણદેવી, ચીખલી ને પારડી મોટાં ગામ છે.

---

## (૨) ભરૂચ જીલ્લો.

**પ્રગણાં**—પાંચ છે (૧) ભરૂચ, (૨) અંકલેશ્વર, (૩) વાગરા, (૪) આમોદ. (૫) જંબુસર.

**નદીઓ**—નર્મદા, મઢી, ઢાઢર, કીમ ને ઉમરાવતી.

૧ **નર્મદા**—એ સાતપુડા પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તે ઉપર નાંદોદ ને ભરૂચ છે. એનું બીજું નામ રેવાજી છે.

૨ **મહી**—એ ગાળવાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તે ઉપર લુણાવાડા ને ખંભાત છે.
૩ **ઢાઢર**—એ ખંભાતના અખાતને મળે છે તે ઉપર ટં- કારીઆ છે.
૪ **ઉમરાવતી**—એ રાજપીંપળાના ડુંગરમાંથી નીકળી માંડવા આગળ નર્મદાને મળે છે.

**બેટ**—ધતુરીઆને કાસબા એ બને નર્મદા નદીમાં છે.

**બંદર**—ભરૂચ ને ટંકારીઆ.

**મુખ્ય શેહેર**—**ભરૂચ** એ આ જીલ્લાનું મુખ્ય શેહેર ન- ર્મદા નદી ઉપર છે. તેમાં સુતર કાંતવાનાં તથા લુગડાં વણવાનાં કારખાનાં છે.

**શુકલ તીર્થ**—એ નર્મદા ઉપર છે. તેમાં દરવરસે મેળો ભરાય છે.

**ટંકારીઆ**—એ બંદર છે

**આમોદ**—એમાં ચપ્પુ સારા થાય છે.

જંબુસર, ગજેરી, વાગરા, અંકલેશ્વર, ને હાંસોટ મો- ટાં ગામ છે.

---

## (૩) ખેડાજીલ્લો.

**પ્રગણાં**—સાત છે (૧) કપડવણજ (૨) ઠાસરા (૩) નડી- આદ (૪) મેહેમદાબાદ (૫) માતર (૬) આણંદ (૭) બોરસદ.

**નદીઓ**—મહી, વાત્રક, મેશ્વો, સેઢી, મોહોર, ખારીને લુણી.

૧ વાત્રક—એ ડુંગરપુર પાસેથી નીકળી સાબરમતીને મળે છે. તે ઉપર આત્રસુંબા, મેહેમદાબાદને ખેડા છે;

૨ સેઢી—એ વાત્રકને મળે છે. તે ઉપર ઠાસરા ડાકોરને ખેડા છે.

૩ મોહોર—એ સેઢીને મળે છે તે ઉપર કપડવણજ છે.

૪ ખારી—એ સાબરમતીને મળે છે.

૫ લુણી—એ સેઢીને મળે છે,

મુખ્ય શેહેર—ખેડા એ આ જીલ્લાનું મુખ્ય શેહેર વાત્રકને સેઢી નદીના સંગમ ઉપર છે. ત્યાં છાપસ સારાં થાય છે.

કપડવણજ—એ મોહોર નદી ઉપર છે તેમાં કાચને સાબુ થાય છે.

લસુંદ્રા—અને આંત્રોલી એમાં ઉના પાણીના કુંડ છે.

ડાકોર—એમાં રણછોડજીનું મંદિર છે ત્યાં મેળો ભરાય છે. ને ગોમતી નામે તળાવ છે.

વડતાલ—એમાં સ્વામીનારાયણનું મંદિર છે.

મેહેમદાબાદ—એ મહમદ બેગડે વસાવ્યું છે.

આત્રસુંબા—એમાં લોઢાની છરીઓ સારી થાય છે.

ઠાસરા, નડીઆદ, માતર, આણુંદ, બોરસદ, ધોળાસર ગઢુધા, ઉમરેઠ ચકલાસી ને ઓડ એ મોટાં ગામ છે.

---

## ( ૪ ) પંચમહાલ.

એમાં આગળ પાંચ મહાલ હતા તેથી પંચમહાલ

લ નામ પડયું છે.

નદી—મહી.

પર્વત—પાવાગઢ એ ઉપર મહાકાળી માતાનું દેરૂં છે.

મુખ્ય શેહેર—ગોધરા એની પાસે ઉના પાણીના કુંડ છે ત્યાંથી તેલને લાકડા ચડે છે.

ચાંપાનેર—એ વનરાજના પ્રધાન ચાંપે વસાવ્યું છે ત્યાં ડુંગરી કિલ્લો છે.

હાલોલ, કાલોલ, દાહોદ, ઝાલોદ, વેજલપુર, સેહેરાને પાવાગઢ એ મોટાં ગામ છે.

---

## (૫) અમદાવાદ જીલ્લો.

પ્રગણાં—સાત છે (૧) પ્રાંતીજ (૨) વીરમગામ (૩) ધોળકા (૪) દસ્કોઈ. (૫) ધંધુકા (૬) ગોઘા (૭)સાણંદ.

તળાવ—મુનસર, ગંગાસર, કાંકરીઉં, મલેકસાબર ને નળ સરોવર.

નદીઓ—સાબરમતી, હાથમતી, વાત્રક, માજુમ, મેશ્વો, ખારી, સુકભાદર, ગોમા ને ઉતાવળી.

૧ સાબરમતી—એ અરવલીના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતના મળે છે. તે ઉપર સાબરાને અમદાવાદછે.

૨ હાથમતી—એ સાબરમતીને મળે છે તે ઉપર અહમદનગર છે.

માજુમ—એ મોડાસા પાસે થઇને વાત્રકને મળે છે.

સુકભાદર—ચોટીલાના ડુંગરમાંથી નીકળી ખંભાતના

ખાંભાતને મળે છે તે ઉપર રાણપુર, ધંધુકાને ધોલેરા છે.

૫ ભાદર—એ પાળીઆદ પાસે થઈ રાણપુર આગળ સુ-
ખભાદરને મળે છે.

૬ ઉતાવળી—બરવાળા પાસે થઈ ખંભાતના અખાતને
મળે છે.

બંદર—ધોલેરાને ઘોઘા.

બેટ—પીરમ.

મુખ્ય શેહેર—અમદાવાદ—એ ગુજરાત પ્રાંતની રાજ-
ધાનીનું શેહેર સાબરમતી નદી ઉપર છે. તે અહમદશાહે
ઈ. સ. ૧૪૧૨ માં વસાવ્યું છે. તેમાં રેશમી કાપડ,
કીનખાબ ને કાગળ થાય છે. અહીં જુમામસીદ, શા-
હીબાગ, કાંકરીઉં તળાવ, શાહઆલમનો રોજો વગેરે
મકાન જોવા લાયક છે.

વીરમગામ—અહીંઆ સિદ્ધરાજની મા મીનળદેવીનું બં-
ધાવેલું મુનસર તળાવ છે, કપાસ લોઢવાના તથા લુગડાં
વણવાના સંચા છે.

ધોળકા—અહીંઆં સિદ્ધરાજની મા મીનળદેવીનું બંધા-
વેલું મલાવ તળાવ છે.

પાટડી ને ખારાઘોડા—અહીંઆં મીઠું ઘણું સરસ થાય
છે તે આખા મુંબઈ ઈલાકામાં વખણાય છે.

સોમનાથ—ભીલકા નદીને કાંઠે છે તેમાં દર વરસે શ્રા-
વણ સુદ ૧૫ નો મેળો ભરાય છે.

ધોલેરા—એ બંદર છે ત્યાંથી [illegible] ઘણું જાય છે.

**રાણપુર**—એ સુકભાદર ને ગોમાના સંગમ ઉપર છે ત્યાં જુનો પડી ગયેલો કિલ્લો છે.

**વોઠા**—એ સાબરમતી ને વાત્રકના સંગમ ઉપર છે ત્યાં કાર્તકી પુનમે મેળો ભરાય છે.

**કાસંદ્રા**—અહીંનો ગોળ વખણાય છે.

**આણંદ**—અહીંની તમાકુ વખણાય છે.

**અહમદનગર**—એ અહમદશાહે વસાવ્યું છે.

પ્રાંતીજ, મોડાસા, જેતલપુર, ધંધુકા ખસ, બરવાળા, કોઠ, ગાંગડ, બાવળાને સરખેજ વગેરે મોટાં ગામ છે.

---

## (૬) કાઠિઆવાડ એજન્સી.

**મુખ્ય શેહેર**—રાજકોટ એમાં પોલિટિકલ એજંટ રહે છે.

**પર્વત**—ચોટીલો, વાઆડગીર, મોરધાર ને લાંબધાર, શેત્રુંજો ગીર, ગીરનારને બરડો.

**નદીઓ**—ભાદર, મચ્છુ, શેત્રુંજી, આજી, ઓઝતને સુકભાદર.

**બંદર**—ભાવનગર, ઘોઘા, તળાજા, મહુવા, જાફરાબાદ, દીવ, વેરાવળ, ચોરવાડ, માંગરોળ, નવીબંદર, પોરબંદર, દ્વારિકા, બેડીઆ ને વવાણીઆ.

**જાત્રાના ઠેકાણા**—દ્વારકા, શેત્રુંજો, ગીરનાર, વેરાવળ પાટણ, તુળશીશ્યામ, જુનો મંડપ બીગનાથને ગોપનાથ.

**ખેડ**—ઢીમ મીરની ખેડ.

**ગાયકવાડના ગામ**—ઓખામંડળ કોડીનાર અમરેલી, ધારીને શીઆબાર.

ફીરંગીના ગામ—દીવ. હબસીના ગામ—જાફરાબાદ,

## પ્રાંત ૧૦ છે

નામ. મોટાં શેહેર.

૧ ઝાલાવાડ—ધ્રાંગધ્રા, લીંબડી, વઢવાણ, સાયલા, ચુડા, થાન, વાંકાનેર, હળવદ, બજાણાને લખતર.

૨ ગોહિલવાડ—ભાવનગર, શીહોર, પાલીતાણા, ગારીઆધર કુંડલા, મહુવા, ગોપનાથ, લાઠી, સોનગઢ વળા ને બોટાદ.

૩ ઉંડસરવૈયા—ડાઠા, ગણુધોળને ચોક.

૪ બાબરીઆવાડ—જાફરાબાદ ને ડેડાણ.

૫ કાઠિઆવાડ—જેતપુર, જસદણ, અમરેલી, ચીતળ, માણેકવાડા, ચોટીલા, બગસરા, બીલખા, પાળીઆદ અમેરલીને ધારી.

૬ સોરઠ—જુનાગઢ, બાટવા, અમરાપુર, માંગરોળ, ચોરવાડ વેરાવળપાટણ, દીવને કોડીનાર.

૭ બરડો—પોરબંદર, નવીબંદર, બરડા ને મીઆની.

૮ હાલાર—નવાનગર, રાજકોટ, ગોંડલ, ધ્રોળ, ટંકારા, ધ્રાંગધરા, ખંભાળીઆ, સરધાર, ધ્રોળ, જોડીઆ, આળાચડીને પડધરી.

૯ મછુકાંઠો—મોરબી, માળીઆને વવાણીઆ.

૧૦ ઓખામંડળ—દ્વારકા, ગઢી, ધીણકી, આરંભડું પોશીતરું ને વસઈગઢ.

રાજકીય સ્ટેસન—ઉત્તરમાં ઝાલાવાડ તેમાં વઢવાણ ક-

ક્ષિણમાં શોરઠ-તેમાં જેતલસર પૂર્વમાં ગોહીલવાડ—તે-
માં સોનગઢ પશ્ચિમમાં હાલર—તેમાં રાજકોટ. એ દરે
ક સ્ટેસનમાં આસિસ્ટંટ પોલિટિકલ એજંટ રહે છે.

---

## ( ૭ ) પાલનપુર એજન્સી.

**પર્વત**—આબુ તે ઉપર શ્રાવક લોકોનાં દેરાં છે.

**નદીઓ**—બનાસને સરસ્વતિ.

૧ **બનાસ**—શીરોહીના ડુંગરમાંથી નીકળી કચ્છના રણને મળે છે ને ઉપર ડીસાને રાંધણપુર છે.

૨ **સરસ્વતિ**—શીરોહીના ડુંગરમાંથી નીકળી કચ્છના રણને મળે છે તે ઉપર દાંતા સિદ્ધપુરને પાટણ છે.

**મુસલમાની સંસ્થાઓ**—પાલણપૂર, રાંધનપૂર, વરાઈ ને તેરવાડા.

**રજપુત સંસ્થાન**—થરાદને મોરવાડા, વાવ, સુઈગામ, દેવદર, ચારચટ ને સાંતલપૂર.

**કોળી સંસ્થાન**—બાભરને કાંકરેજ.

**શેહેર**—પાલણપુર, ડીસા, દેવદર, થરાદ, વાવ, સુઈગામ, તેરવાડા, મોરવાડા, વારઈ, સમીને મુંજપર, રાંધણપુર-માં ઘી થાય છે.

---

## (૮) મહીકાંઠા એજન્સી.

**નદીઓ**—સાબરમતી, વાત્રક, હાથમતી, ખારી, મેશ્વો, માઝુમ ને હાથમતીની નેહેર.

**હાથમતીની નેહેર**—ખેતરોમાં પાણી પુરૂં પાડવા અ-હમદનગરથી ખોદેલી છે, તે વાળી રૂળા પાસે ખારીને મળે છે.

**પ્રગણા**—૭ છે.

| નામ. | મુખ્ય શેહેર. |
|---|---|
| ૧ **નાની મારવાડ** | દાંતા ને માલપુર. |
| ૨ **રેવર** | મોહનપુર ને રણાસણ. |
| ૩ **સાબરકાંઠો** | માણસા, પેથાપુર ને વરસોડા. |
| ૪ **વાત્રકકાંઠો** | આગલીઆરા, ઘોડાસરા, સાઠંબા, પૂનાદરા ને ખડાળ. |
| ૫ **બાવીશી** | વાસણ, ગઢીસા ને દભોડા. |
| ૬ **કટોસણ** | જેઠાણા, સાંથલ, કટોસણ ને મંજુના. |

**મુખ્ય શેહેર**—સાદ્રા એ સાબરમતીને કાંઠે છે.

**ઇડર**—મોટું સંસ્થાન છે.

**દાંતા**—એની પાસે આરાસુરનો ડુંગર છે તેમાંથી આરસપહાણ નીકળે છે ને તે ઉપર અંબાભવાનીનું દેરૂં છે.

**શામળાજી**—એમાં નવેંબર માસમાં મેળો ભરાય છે.

**ખેડબ્રહ્મા**—એમાં ફેબ્રુઆરી માસમાં મેળો ભરાય છે.

**પેથાપુર**—એમાં બાંધણી, વાગડીઆ, બંદૂક ને સાડીઓ થાય છે.

માણસા, કટોસણ, વડાલી, પાલ, મોહનપુર રણાસણ માબટ ને ચોઈલા મોટાં ગામ છે.

## (૯) રેવાકાંઠા એજન્સી.

રેવા નદીની આસપાસનો મુલક તેથી રેવાકાંઠો નામ પડ્યું છે.

**નદીઓ**—મહી, નર્મદા, પુનમ, ગોમા, ઢાઢર, વિશ્વામીત્રી, કરજણ ને ઓર.

**વિશ્વામીત્રી**—રેવાકાંઠાના ડુંગરમાંથી નીકળી ઢાઢરને મળે છે તે ઉપર વડોદરા છે.

**પર્વત**—રાજપીપળા.

**પ્રગણા**—૭ છે.

(૧) રાજપીંપળા (૨) છોટા ઉદેપુર. (૩) બારીઆ (૪) લુણાવાડા. (૫) સુંથ, (૬) વાડાસીનોર.

**શેહેર—નાંદોદ**—એ રાજપીંપળાનું મુખ્ય શેહેર છે.

છોટાઉદેપુર, બારીઆ, લુણાવાડા, સુંથ, વડાસીનોરને રાજપીંપળા એ મોટાં ગામ છે.

---

## (૧૦) ગાયકવાડનો મુલક.

**નદીઓ**—નર્મદા, મહી, તાપી, સરસ્વતિ, વીશ્વામીત્રી ને ઢાઢર.

આ રાજ્ય એક જગે નથી. પણ મુખ્ય ભાગ નીચે પ્રમાણે છે.

**૧ ભાગ**—ભરૂચ, ખેડા, પંચમહાલને રેવાકાંઠા વચ્ચે છે.

**મુખ્ય શેહેર**—**વડોદરા** એ આ સંસ્થાનનું મુખ્ય શેહેર વિશ્વામીત્રી નદીને કાંઠે છે. તેમાં ગાયકવાડ સરકાર રહેછે.

ડભોઇ. ને બહાદરપુર એ મોટાં ગામ છે.

**૨ ભાગ**—સુરત જીલ્લા સાથે સેળભેળ થયેલો છે.

**શેહેર**—**ગણદેવી**—અંબીકા નદી ઉપર છે એમાં ગોળ સારો થાય છે **નવસારી**, વસ્રાવી, તેલારી ને બળેશ્વર એ મોટાં ગામ છે.

**૩ ભાગ**—કાઠિઆવાડ ઇલાકામાં છે.

**શહેર**—અમરેલી, ધારી, શીયલગર, કોડીનાર ને કચ્છી ગઢ સિવાય ઓખામંડળ.

**૪ ભાગ**—પાલણપુર, મહીકાંઠા, અમદાવાદ ને ખેડા જીલ્લા વચ્ચે છે.

**શેહેર**—**સિદ્ધપુર**—એ સિદ્ધરાજના નામ ઉપરથી પડ્યું છે તે સરસ્વતિને કાંઠે છે ત્યાં માતુ શ્રાધ થાય છે તેમાં મુળરાજનું બંધાવેલું રૂદ્રમાળનું દેરૂં છે.

**પાટણ**—સરસ્વતીને કાંઠે છે તે વનરાજ ચાવડાએ ઈ. સ. ૭૪૬ માં વસાવ્યું છે એનું બીજું નામ અણહીલપુર પાટણ છે. ત્યાં પટોળાં, ડાબલીવાળી સુડીઓ ને માટી ના વાસણ થાય છે.

**કડી**—અહીં અફીણ ઘણું થાય છે. ને અહીંનાને કચ્છવાગડના બળદો વખણાય છે.

**વીજાપુર**—અહીં અફીણ ઘણું થાય છે.

**ઉંઝા**—એમાં કડવા કણબીઓની કુળદેવીની જગા છે.

**વીસનગર**—એમાં તાંબા પીતળના વાસણને હળદર સારી થાય છે. તે ભાગબાણીના વખતમાં વીશળદેવે વ-

આવ્યું છે.

**બહુચરાજી**—એ જાત્રાનું ઠેકાણું છે.

મેસાણા ને હારીજ મોટાં ગામ છે.

**૫ ભાગ**—ખાનદેશમાંછે તેમાં **વજપુરતરાજ શેહેર છે.**

## (૧૧) ખંભાત સંસ્થાન.

**નદીઓ**—મહીને સાબરમતી.

**અખાત**—ખંભાતનો એમાં તાપી, કીમ, નર્મદા, ઢાઢર, મહી, સાબરમતી, સુકભાદર, ભાવનગરની ખાડીને શેત્રુંજી વગેરે નદીઓ મળે છે.

**મુખ્ય શેહેર**—**ખંભાત**-એ મહી નદી ઉપર બંદર છે તેમાં નવાબ સાહેબ રહે છે તેમાં સુતરફેણી, સુતરાઉ કાપડ ને શેત્રંજી બને છે. ને આકીકના પથ્થર કપડવંણજ વગેરે ઠેકાણેથી લાવી સાફ કરે છે.

## (૧૨) પંચમહાલ એજન્સી.

**મુખ્ય શહેર**--**નારૂકોટ**-એમાં ઈમારતી લાકડું ઘણું થાય છે.

## (૧૩) સુરત એજન્સી.

આ એજન્સીમાં ઈમારતી લાકડાં ઘણાં થાય છે.

**સંસ્થાન**—૩ છે ૧ સચીનુ, ૨ વાંસદા, ૩ ધરમપુર કે રામનગર.

**શહેર**—સચીનુ, વાંસદા, ધરમપુર, બીનાર, કાંથળાને આ-

ધપુર વાંસદા પ્રગણામાં દેવકી ઊન.ઈના કુંડ છે.

## (૪) મહારાષ્ટ્ર.

હદ—ઉત્તરે સાતપુડા પર્વત પૂર્વે મધ્યપ્રાંત ને નીઝામનું રાજ્ય—દક્ષિણે દક્ષિણ મહારાષ્ટ્ર, પશ્ચિમે સંહ્યાદ્રી પર્વત ને ગુજરાતના ભાગ સંહ્યાદ્રી પર્વત વચ્ચે આવવાથી મહારાષ્ટ્રના દક્ષિણ ને કોકણ એવા બે ભાગ પાય છે.

## ( ૧ ) દક્ષિણ પ્રાંત.

ભાગ ૧૦ છે

| ભાગ. | મુખ્ય શહેર. |
|---|---|
| ૧ ખાનદેશજીલ્લો | ધુળીઆ |
| ૨ ખાનદેશ | એરંડરી. |
| ૩ નાશિકજીલ્લો | નાશિક. |
| ૪ પેંઠસંસ્થાન | પેંઠ. |
| ૫ અહમદ નગર જીલ્લો | અહમદનગર. |
| ૬ પુણાજીલ્લો | પુણા. |
| ૭ સતારાજીલ્લો | સતારા. |
| ૮ સતારાજાગીર | મોર ફલટણ ઓંધને જત, |
| ૯ સોલાપુરજીલ્લો | સોલાપુર. |
| ૧૦ અકલકોટ સંસ્થાન | અકલકોટ. |

નદીઓ—ગોદાવરી, તાપી, ભીમા, કૃષ્ણા, સીના, નીરા, મુળા મુઠા, ગીરણા, પાંજરા, ધોડ પ્રવરા

ગોદાવરી—એ સંખ્યાદ્રી પર્વતમાંથી નીકળી કૃષ્ણાને મળે છે તે ઉપર નાશિક છે.

૨ ભીમા—એ સંખ્યાદ્રી પર્વતમાંથી નીકળી કૃષ્ણાને મળે છે તે ઉપર પંઢરપુર છે.

૩ કૃષ્ણા—એ સંખ્યાદ્રી પર્વતમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે તે ઉપર જમ ખંડીને સાતારા છે.

૪ સીના—એ સંખ્યાદ્રી પર્વતમાંથી નીકળી ભીમાને મળે છે તે ઉપર અહમદનગર છે.

૫ નીરા—એ સંખ્યાદ્રી પર્વતમાંથી નીકળી ભીમાને મળે છે તે ઉપર બારને ફલટણ છે.

૬ મુળામુઠા—એ સંખ્યાદ્રી પર્વતમાંથી નીકળી ભીમાને મળે છે તે ઉપર પુના છે. મુળાને મુઠા બે નદીઓ એકળી થવાથી મુળા મુઠા નામ પડયું છે.

૭ ગીરણા—એ સંખ્યાદ્રી પર્વતમાંથી નીકળી તાપીને મળે છે તે ઉપર કળવાણને માલેગાંમ છે.

૮ પાંજરા—એ સંખ્યાદ્રી પર્વતમાંથી નીકળી તાપીને મળે છે તે ઉપર પીંપળનેર ને ધુળીઆ છે.

૯ ઘોડ—એ સંખ્યાદ્રી પર્વતમાંથી નીકળી ભીમાને મળે છે તે ઉપર સીરૂરને ઘોડ છે,

૧૦ પ્રવરા—એ સંખ્યાદ્રી પર્વતમાંથી નીકળી ગોદાવરીને મળે છે તેઉપર અંકોલે સંગમનેર તેને વાસે છે.

પર્વત—સંખ્યાદ્રી, સાત પુડાને ચાંદવડ.

જાત્રાના ઠેકાણા—નાશિક ત્ર્યંબકને પંઢરપુર.

**હવાખાવાના ઠેકાણા**—ભીમાશંકર, ખંડાલે, બોરઘાટ, પુરંદરે ઝહાબળેશ્વર.

**ભાષા**—મરાઠીને કાનડી છે,

## [ ૧ ] ખાનદેશ જીલ્લો.

**મુખ્ય શેહેર**—ધુળીઆ એ આ જીલ્લાનું મુખ્ય શેહેર પાંજરા નદી ઉપર છે.

માલેગામ, નંદુરબાર, ભુસાવળ, નશીરાબાદને ચાળીસ ગાંમ વગેરે મોટાં ગામ છે.

## [ ૨ ] ખાનદેશ એજન્સી.

એના ત્રણ સંસ્થાન છે (૧) ડાંગનો મુલક (૨) સુલગણાનો મુલક (૩) મહેવાશી પ્રગણાં.

## [ ૩ ] નાશિકજીલ્લો.

**મુખ્ય શેહેર**—નાશિક એ આ જીલ્લાનું મુખ્ય સેહેર ગોદાવરી નદી ઉપર છે તેમાં ત્રાંબા પીતળના વાસણ થાય છે બાર વરસે જ્યારે સિંહના બ્રૂહસ્પતિ આવે છે ત્યારે નાશિકને ત્રયંબકમાં મેળો ભરાય છે.

**બાંગલાણ**—એમાં કરણ ઘેલો સંતાણો હતો.

સટાણું કળવણ; ચાંદવડને સિંતર વગેર મોટાં ગામ છે

## [ ૪ ] પેઠ સંસ્થાન.

**મુખ્ય શેહેર**—પેઠ એ સંસ્થાનનું મુખ્ય શહેર છે તેમા

પાઘડીઓ સારી થાય છે,

## [૫] અહમદનગર જીલ્લો.

**મુખ્ય શેહેર**—અહમદનગર એ આ જીલ્લાનું મુખ્ય શેહેર સીના નદી ઉપર છે. કોપરગાવ, સંગમનેર, અંકોલે, સેવગાવ ને શ્રીગોંદે વગેરે મોટાં ગામ છે.

## [૬] પુણા જીલ્લો.

**મુખ્ય શેહેર**—પુણા એ આ જીલ્લાનું મુખ્ય શેહેર મુળામુઠા નદી ઉપર છે, તે આગળ પેશ્વા સરકારની રાજધાની હતી. તેમાં નાગરવેલના પાનને તાંબા પીતળના વાસણ સારા થાય છે.

**બોરઘાટ, ભીમાશંકર ને ખંડાલે**—હવા ખાવાના ઠેકાણા છે. જુનેર, સીરૂર, ખેડ, શાસવડ ને ઇંદાપુર વગેરે મોટાં ગામ છે.

## [૭] સતારા જીલ્લો.

**મુખ્ય શેહેર**--**સતારા** એ આ જીલ્લાનું મુખ્ય શેહેર કૃષ્ણાનદી ઉપર છે તેમાં તે મરાઠાની રાજધાની હતી.

**ખંડાલે ને મહાબળેશ્વર**—હવા ખાવાના ઠેકાણા છે. વ્હાઈ, કરાડને કોરેગામ વગેરે મોટાં ગામ છે.

## [૮] સતારા જાગીર.

**શેહેર—ભોર**, ફલટણ ઔંધ ને જત.

જત સંસ્થાનમાંથી બોહું ને સુરોખાર જડે છે.

## [૯] સોલાપુર જીલ્લો.

**મુખ્ય શેહેર**—સોલાપુર—એ આ જીલ્લાનું મુખ્ય શહેર છે. તેમાં સાડીઓ, ધોતીઆં ને કાપડ થાય છે.

**પંઢરપુર**—એ ભીમાનદી ઉપર જાત્રાનું ઠેકાણું છે. તેમાં વિઠ્ઠલનાથજીનું દેરૂં છે.

બારશી, વૈરાગ ને કરમાળે મોટાં ગાંમ છે.

## [૧૦] અકલકોટ સંસ્થાન.

**અકલકોટ**—એ મુખ્ય શેહેર છે.

## [૨] કોકણપ્રાંત.

**હદ**—ઉત્તરે ગુજરાત પૂર્વે સંભાદ્રિ પર્વત. દક્ષિણે ગોવાનુ રાજ્ય ને પશ્ચિમે આરબી સમુદ્ર.

**ભાગ**—૭ છે.

| ભાગ. | મુખ્ય શેહેર. |
|---|---|
| ૧ થાણા જીલ્લો. | થાણા. |
| ૨ જવારસંસ્થાન. | જવાર. |
| ૩ કોલાબાજીલ્લો. | અલીબાગ. |
| ૪ જંજીરાસંસ્થાન. | જંજીરા. |
| ૫ રત્નાગીરી જીલ્લો. | રત્નાગીરી. |
| ૬ સાંવતવાડી સંસ્થાન. | સાંવતવાડી. |

**પર્વત**—સંહ્યાદ્રિ અથવા પશ્ચિમઘાટ એ કોકણને મહારાષ્ટ્રથી જૂદો પાડે છે.

**નદીઓ**—અંબાને સાવીત્રી એ બંને સંહ્યાદ્રી પર્વતમાંથી નીકળી આરબી સમુદ્રને મળે છે.

**બંદર**—ડહાણું, તારાપુર, માહીમ, અગાશી, વસાઇ, વાંદ્રે, મુંબઇ, થાણા, અલીબાગ, જંજીરા, બાણુકોણ, જયગડ, રત્નાગીરી, વિજયદુર્ગ દેવગડ માળવા ને વેંગુર્લે,

---

## [૧] થાણા જીલ્લો.

**મુખ્ય શેહેર**—થાણા એ સાષ્ટીબેટમાં છે તેમાં અખોટીઆં સારાં થાય છે

**મુંબઈ**—એ મુંબઇ ઇલાકાની રાજધાનીનુ શેહેર છે પોર્ટુગાલના રાજાની દીકરી સાથે ઇંગ્લાંડના રાજાના લગ્ન થવાથી ઈ. સ. ૧૬૬૧ માં મુંબઇબેટ પેરામણીમાં મળ્યો છે તેમાં હાયકોર્ટ, દીવાદાંડી, રાણીનો રાણીનો બાગ ને ટંકશાલ વગેરે ઘણી જગાઓ જોવા લાયક છે મુંબઇ બેટ ૧૧ મૈલ લાંબો ને ૩ મૈલ પહોળો છે તેમાં નદી નથી. પણ તળાવો ઘણા છે. તેમાંથી લોઢાના નળવાટે મીઠું પાણી શેહેરના લોકોને પીવાને કામ લાગે છે. તેમાં ૨ કાંતવાના ને કાપડ વણવાની મીલો છે તે આખા હિંદુસ્તાનમાં પેહેલા નંબરનું બંદર ધંધા રોજગારમાં ગણાય છે.

**ભીમડીને કલ્યાણી**—એમાં ચોખા ઘણા થાય છે.

ડહાણું--એમાં ચાયલ ઘણા સરસ થાય છે.

ઉમરગામ, ચીંચણુ, તારાપુર, મહીમ, અગાશી, બસાઈ ને વાંદ્રે મોટાં ગામ છે.

---

## (૨) જવાર સંસ્થાન.

મુખ્ય શહેર—જવાર છે.

---

## [૩] કોલાબા જીલ્લો.

મુખ્ય શહેર—અલીબાગ છે.

પનવેલ, પેણુ ને મહાડ મોટાં ગામ છે.

---

## [૪] જંજીરા શંસ્થાન.

મુખ્ય શહેર--જંજીરા તેમાં હબશીનું રાજ છે તે કોઈ ને ખંડણી આપતા નથી.

---

## [૫] રત્નાગીરી જીલ્લો.

મુખ્ય સહેર—રત્નાગીરી-એમાં નાળીએરને સોપારી થાય છે.

બાણુકોટ, હર્ણાઈ, દાપોલી, જયગડ, સંગમેશ્વર, રાજાપુર, વિજયદુર્ગ, દેવગડ માળવણને વેંગુર્લે એ મોટાંગામ છે.

---

## [૬] સાંતવાડી સંસ્થાન.

મુખ્ય શહેર—સાંતવાડી એ મરાઠાના તાબામાં છે ત્યાં લ્હરડા થાય છે

---

## ફીરંગીનો મુલક.

મુખ્ય શહેર—ગોવાને દમણ એ કોઈને ખંડણી આપતા નથી.

---

## [૫] દક્ષિણ મહારાષ્ટ્રને ઉત્તર કાનડા.

હદ—ઉત્તરે મહારાષ્ટ્ર, પૂર્વે નિઝામનું રાજ ને મદ્રાસ ઈલાકો દક્ષીણે માહસુર ને મદ્રાસ ઈલાકો પશ્ચિમે અરબી સમુદ્ર, ગોવા ને કોકણ.

**ભાગ ૭ છે.**

| ભાગ | મુખ્ય શહેર. |
|---|---|
| ૧ કલાદગી જીલ્લો. | કલાદગી. |
| ૨ બેલગામ જીલ્લો. | બેલગામ |
| ૩ કોલાપુર સંસ્થાન. | કોલાપુર |
| ૪ દક્ષિણ મરાઠા જાગીર. | સાંગલી જમખેડ ગીરજ કુરદવાડ, મુધોળને રામદુર્ગ. |
| ૫ ધારવાડ જીલ્લો. | ધારવાડ |
| ૬ સાવનુર સંસ્થાન. | સાવનુર. |
| ૭ કાનડા જીલ્લો. | કારવાડ. |

બંદર—સદાશીવગડ, કારવાડ, અંકોલે, કુમટે ને હોનાવર.
પર્વત—સંભાદ્રી અથવા પશ્ચિમઘાટ.
નદીઓ—તુંગભદ્રા, મલપ્રભા, ઘટપ્રભા, કૃષ્ણા, પંચગંગા, ભીમાનદી ને વારણા.

તુંગભદ્રા—એ સંભાદ્રી પર્વતમાંથી નીકળી કૃષ્ણાને મળે છે તે ઉપર કરંજગી છે. તુંગાને ભદ્રા એ બે નદીઓ ભેળી થવાથી તુંગભદ્રા નામ પડયું છે.
ઘટપ્રભા—એ સંભાદ્રી પર્વતમાંથી નીકળી કૃષ્ણાને મળે છે તે ઉપર બરઘેળને કલારગી છે.
મલપ્રભા પંચગંગા ને વારાણા—સાંભાદ્રી પર્વતમાંથી નીકળી કૃષ્ણને મળે છે.
વર્ધા—સંભાદ્રી પર્વતમાંથી નીકળી તુંગભદ્રાને મળે છે.

---

## (૧) કલાદગી જીલ્લો.

મુખ્ય શેહેર—કલાદગી.

બાગલકોટ, વીજાપુર, બદામી ઈંડીને બાગેવાડી મોટાં ગામ છે.

---

## (૨) બેલગામ જીલ્લો.

મુખ્ય શેહેર—બેલગામ.

ખાનાપુર, સપગાવ, ગોકાક ને અથણી મોટાં ગામછે.

---

## (૩) કોલાપુર સંસ્થાન.

મુખ્ય શેહેર—કોલાપુર.

વીશાળગડ કાગળ, બાવડાને ઈચળ કરંજી મોટાં ગામ છે.

---

## (૪) દક્ષિણ મરેઠા જાગીર.

શેહેર—સાંગલી, જમખંડી, મીરજ, બૂધોળ, કુરૂંદવાડ ને રામદુર્ગ.

---

## (૫) ધારવાડ જીલ્લો.

મુખ્ય શેહેર—ધારવાડ એ રૂના વેપારને માટે પ્રખ્યાત છે.

હુબળી—સુતરાઉ ને ઉનના કાપડને માટે પ્રખ્યાત છે.

રાણીબેનુર, બંકાપુર, નવલગુંદને કરજંગી મોટાં ગામ છે.

---

## (૬) સાવનુર સંસ્થાન.

મુખ્ય શેહેર—સાવનુર.

---

## (૭) કાનડા જીલ્લો.

મુખ્ય શેહેર—કારવાડ એ બંદર છે તેમાં નાળીએર, સોપારી, એલચી ને મરી થાય છે.

સદાશીવગડ, અંકોલે, કુમટે, હોનાવર મોટાં ગામ છે.

---

## સામાન્ય વર્ણન.

**ભુશીર**—રાસમુરારી (કરાચી પાસે) જગત પોઈંટ (દ્વારકા પાસે) દીવ, રાગાસ (ગોવાપાસે).

**બેટ**—બેટ, દીવ, ગોપનાથ, પીરમ, ધતુરીઆ, કાસથા, મુંબાઈ, વસાઈ, ધારાપુરી, સાષ્ટીને કરંજે.

**દ્વીપકલ્પ**—કાઠિઆવાડ

**સમુદ્ર**—આરબી સમુદ્ર.

**અખાત**—કચ્છ, ખંભાત ને માહીમ (મુંબાઈ પાસે)

**સરોવર**—મંગર, મુનસર, મલાવ ગોમતી ને નળ.

**રણ**—સિંધમાં થરપારકરને કચ્છમાં કચ્છનું.

**હવાખાવાની જગ્યા**—માંડવી (કચ્છ) બાલાચડી, ગોપનાથ, વેરાવળ, આબુ, માથેરાન (મુંબાઈ પાસે) ડુમસ (સુરત પાસે) તીથલ (વલસાડ પાસે) તથા સંહ્યાદ્રી પર્વતમાં પુરંદર, મહાબળેશ્વર, ભીમાશંકર, ખંડાલે, બોરઘાટને નીલગીરી છે.

**જાત્રાના ઠેકાણા**—હીંગળાજ, નારાયણસર, માતાજીનો મઢ (કચ્છમાં) દ્વારકા, બેટ, પ્રભાસપાટણ, ડાકોર, બેચરાજી, શામળાજી, અંબાજી, સિદ્ધપુર, વડતાલ, શુકલતીર્થ, ચાણોદ, કન્યાળી, વૌઠા, ભીમનાથ, નાશિક, ત્રયંબક, પંઢરપુર, ગીરનાર, આબુ ને પાલીતાણા એ ત્રણ શ્રાવકનાં છે. ને ઉદવાડા પારશી લોકોનું છે.

**ફીરંગી સંસ્થાન**—દીવ, દમણ ને ગોવા.

**હબશી સંસ્થાન**—જાફરાબાદ ને જંજીરા.

**પર્વત**—હાલા, પબ, ગીસાર, શેત્રુન્જે, બરડો, આરાસુર, આબુ, પાવાગઢ, રાજપીંપળા, સાતપુડો, સંહ્યાદ્રી ને ચાંદવડ.

**પવીત્ર નદીઓ**—સિંધુ, સરસ્વતિ, સાબરમતી, નર્મદા, તાપી ને ગોદાવરી.

**નદીઓ**—સિંધુ, રૂકમાવતી, ખારી, તાપી, કીમ, પુર્ણા, અંબીકા, દમણ, ગંગા, કોલકા નર્મદા, મહી, ઢાઢર, વાત્રક, મેશ્વો, શેઢી ગહોર, ખારી, લુણી, સાબરમતી, હાથમતી, માજુમ, સુકભાદર, ગોમા ઉતાવળી, ભાદર, મચ્છુ શેત્રુજી, આજી, ઓઝત, બનાસ, સરસ્વતિ વિશ્વામિત્રી, ગોદાવરી; ભીમા, કૃષ્ણા, સીના, નીરા, મુળામુઠા, ગીરણા. ગાંજરા, ઘેડ, પ્રવરા, અંબા, સાવીત્રી, તુંગભદ્રા, ગલપ્રભા ઘટપ્રભા, પંચગંગા ઘરધા ને વારણા.

**બંદર**—કરાંચી, મનોરા, કેતીબંદર, શાહબંદર, જખૌ, માંડવી, મુન્દરા, દ્વારકા, પોરબંદર, નવીબંદર, વેરાવળ મહુવા, ઘોઘા, ભાવનગર, ધોલેરા, ખંભાત, સુરત, વલસાડ, દમણ, ઉમરગામ, ડાણુ, તારાપુર માહીમ, અગાશી વસાઇ, વાંદ્રે, મુંબઇ, થાણાં, અલીબાગ, જંજીરા બાણકોટ જયગડ, રત્નાગીરી, વીજયદુર્ગ, દેવગડ, માળવણ, વેંગુર્લે, ગોવા સદાશીવગડ, કારવાડ અંકોલે કુમટેને હોનાવર.

**ભાગ**—૧ સિંધ, ૨ કચ્છ, ૩ ગુજરાત, ૪ ગંહાવટીને ઉત્તર કાનડા,

## (૧) સિંધ.

| | |
|---|---|
| ૧ સિંધનો ઉપલો સરહદનો મુલક. | જેકબાબાદ. |
| ૨ શિકારપુર જીલ્લો | શિકારપુર. |
| ૩ હૈદરાબાદ જીલ્લો. | હૈદરાબાદ, |
| ૪ કરાંચી જીલ્લો | કરાંચી. |
| ૫ થરપારકર. | ઉમરકોટ. |
| ૬ ખૈરપુર સંસ્થાન ( દેશીરાજ્ય ) | ખૈરપુર. |

## [૨] કચ્છ.

| | |
|---|---|
| ૧ કચ્છ ( દેશીરાજ્ય ) | ભુજ, |

## (૩) ગુજરાત.

### અંગ્રેજી મુલક.

| | |
|---|---|
| ૧ સુરત જીલ્લો. | સુરત. |
| ૨ ભરૂચ જીલ્લો. | ભરૂચ. |
| ૩ ખેડા જીલ્લો. | ખેડા. |
| ૪ પંચમહાલ, | ગોધરા ને દાહોદ. |
| ૫ આમદાવાદ જીલ્લો. | આમદાવાદ, |

### દેશી રાજ્ય.

| | |
|---|---|
| ૬ કાઠિઆવાડ એજન્સી. | રાજકોટ. |
| ૭ પાલણપુર એજન્સી. | પાલણપુર ને ડીસા. |
| ૮ મહીકાંઠા એજન્સી. | સાદરા ને ઇડર. |
| ૯ રેવાકાંઠા એજન્સી. | ગોધરા, બારીઆ, ને લુણાવાડા. |
| ૧૦ ગાયકવાડનો મુલક. | વડોદરા. |

| | |
|---|---|
| ૧૧ ખંભાત સંસ્થાન. | ખંભાત. |
| ૧૨ પંચમહાલ એજન્સી. | નારૂકોટ. |
| ૧૩ સુરત એજન્સી. | વાંસદા, ધરમપુરને સચીન |

## [૪] મહારાષ્ટ્ર ( મુંબઇ બેટ ન ગણતા. )

### દક્ષિણપ્રાંત.

#### અંગ્રેજી મુલક.

| | |
|---|---|
| ૧ ખાનદેશ જીલ્લો. | ધુળીઆ. |
| ૨ નાશિક જીલ્લો. | નાશિક. |
| ૩ અહમદનગર જીલ્લો. | અહમદનગર. |
| ૪ પુણાજીલ્લો. | પુણા. |
| ૫ સતારા જીલ્લો. | સતારા, |
| ૬ સોલાપુર જીલ્લો. | સોલાપૂર. |

#### દેશીરાજ્ય.

| | |
|---|---|
| ૭ ખાનદેશ એજન્સી | |
| ૮ પેંઠસંસ્થાન, | પેંઠ. |
| ૯ અકલકોટ સંસ્થાન. | અકલકોટ. |
| ૧૦ સતારા જાગીર. | ભોર, ફલટણ એ.દાર્જત. |

### કોંકણ પ્રાંત.

#### અંગ્રેજી મુલક.

| | |
|---|---|
| ૧ થાણા જીલ્લો. | થાણા. |
| ૨ કોલાબા જીલ્લો. | અલીબાગ. |
| ૩ રત્નાગીરી જીલ્લો. | રત્નાગીરી. |

## દેશી રાજ્ય.

૪ જવાર સંસ્થાન. — જવાર.
૫ જંજીરા સંસ્થાન. — જંજીરા.
૬ સાંવતવાડી સંસ્થાન. — સાંવતવાડી.

---

# [૫] દક્ષિણ મહારાષ્ટ્રને ઉત્તર કાનડા.

## અંગ્રેજી મુલક.

૧ કલાદગી જીલ્લો. — કલાદગી.
૨ બેલગામ જીલ્લો. — બેલગામ.
૩ ધારવાડ જીલ્લો. — બેલગામ.
૪ ઉત્તરકાનડા જીલ્લો. — કારવાડ.

## દેશી રાજ્ય.

૫ કોલાપૂર સંસ્થાન. — કોલાપૂર.
૬ સાવનુર સંસ્થાન. — સાવનુર.
૭ દક્ષિણ મરેઠા જાગીર — સાંગલી, જમખંડી, મીરજ, કુરંદવાડ બુધોળ ને રામદુર્ગ.

**સુરત જીલ્લાના પ્રગણાં**—સાત છે. પારડી, વલસાડ, ચીખલી, જલાલપૂર, બારડોલી, માંડવી, ચોર્યાશી ને ઓરપાડ.

**ભરૂચ જીલ્લાના પ્રગણાં**—પાંચ છે. ભરૂચ, અંકલેશ્વર, વાગરા, આમોદ ને જંબુસર.

**ખેડા જીલ્લાના પ્રગણાં**—સાત છે, કપડવણજ, ઠાસરા, નડીઆદ, મહેમદાવાદ, માતર, આણંદ, બોરસદ

**અમદાવાદ જીલ્લાના પ્રગણાં**—સાત છે; પ્રાંતીજ, વીરમગામ, ધોળકા, દસક્રોઈ, ધંધુકા, ઘોગા ને સાણંદ.

**ઉના પાણીના ઝરણ**—તુળશીશ્યામ. ગોધરા, દેવકી ઉનાંઈ (વાંસદામાં) લસુંદ્રા ને આંત્રોલી (ખેડા જીલ્લામાં.)

# પરીક્ષા માટે પૂછવાના ગામ.

## (સિંધ.

| | | | |
|---|---|---|---|
| હૈદરાબાદ. | કરાંચી | જેકબાબાદ | ઉમરકોટ. |
| નગરપારકર | ઠઠા | ખૈરપુર | શિકારપુર |
| સકર | બકર | હાલા | લારખાના |
| કોટ્રી | શાહબંદર | મનોર | કેતીબંદર. |
| મીઆણી | સેવાન | ઈસલાગ. | |

## (કચ્છ.)

| | | | |
|---|---|---|---|
| ભુજ | માંડવી | અંજાર | કંથકોટ. |
| ભદ્રેશ્વર | કેરા | કપીલકોટ | અધોઈ |
| લાકડીઆ | બેલા | રાપર | બચૌ |
| નળીઆ | કોઠારા | તેરા | સુમરારોહા |
| જખૌ | | | |

## સૂરત જીલ્લો.)

| | | | |
|---|---|---|---|
| સુરત | વલસાડ | દમણ | ઓરપાડ |
| રાંદેર | માડવી | બળેશ્વર | બારડોલી |
| જલાલપોર | ગણદેવી | ચીખલી | પારડી. |

## (ભરૂચ જીલ્લો).

| | | | |
|---|---|---|---|
| કપડવંજ | ટંકારીઆ | આમોદ | જંબુસર |
| ગંજેરી | વાગરા | અંકલેશ્વર | હાંસોટ |
| ધતુરીઆ | કાસબા. | | |

## (ખેડા જીલ્લો)

| | | | |
|---|---|---|---|
| કપડવણજ | ડાકોર | મહેમદાવાદ | ઠાસરા |
| નડીઆદ | માતર | આણંદ | બોરસદ |
| ઘોડાસર | મહુધા | ઉમરેઠ | ચકલાશી |
| ઓડ | | | |

## (પંચમહાલ.)

| | | | |
|---|---|---|---|
| ગોધરા | કાલોલ | દાહોદ | ઝાલોદ |
| વેજલપુર | શેહેરા | પાવાગઢ. | |

## (અમદાવાદ જીલ્લો.)

| | | | |
|---|---|---|---|
| અમદાવાદ | વીરમગામ | ધોલકા | પાટડી |
| ખારાઘોડા | ધોલેરા | સાણંદ | પ્રાંતીજ |
| અહમદનગર | મોહનપુર | રણાસણ | મોડાસા |
| જેતલસર | ધંધુકા | બરવાળા | |

## (કાઠિઆવાડ)

| | | | |
|---|---|---|---|
| ધ્રાંગધ્રા | લીંબડી | વઢવાણ | સાયલા |
| ચુડા | થાન | વાંકાનેર | હળવદ |
| બજાણા | લખતર | ભાવનગર | શીહોર |
| પાલીતાણા | ગારીઆધર | કુંડલા | મહુવા |
| ગોપનાથ | લાઠી | સોનગઢ | વળા |
| બોટાદ | દાઠા | ચોક | જાફરાબાદ |
| ડેડાણ | જેતપુર | જસદણ | અમરેલી |
| ચીતળ | માણેકવાડા | બગસરા | બીલખા |
| આમરેલી | ધારી | જુનાગઢ | બાટવા |
| અમરાપુર | માંગરોળ | ચોરવાડ | વેરાવળ |
| પાટણ | દીવ | કોડીનાર | પોરબંદર |
| નવીબંદર | બડો | મીઆની | નવાનગર |
| રાજકોટ | ગોંડલ | ધોરાજી | ઢાંક |
| ધ્રાફા | ખંભાળીઆ | સરધાર | ધ્રોલ |
| જોડીઆ | પડધરી | મોરબી | માળીઆ |
| વવાણીઆ | દ્વારકા | ગઢી | ધીણાકી |
| આરંભડું | પોશીતરું | કચ્છીગઢ | |

## (પાલનપુર).

| | | | |
|---|---|---|---|
| પાલનપુર | ડીસા | દેવદર | થરાદ |

| | | | |
|---|---|---|---|
| વાવ | સુઈગામ | જેરવાડા | મોરવાડા |
| વારઈ | સમી | મુંજપર | રાધણપુર. |

[મહીકાંઠા.]

| | | | |
|---|---|---|---|
| સાદરા | ઈડર | દાંતા | શાગબાજી |
| ખેડબ્રહ્મા | વડાળી | પાલ | ગાબટ |
| ચોઈલા | | | |

( રેવાકાંઠા ).

| | | | |
|---|---|---|---|
| નાંદોદ | છોટાઉદેપુર | બારીઆ | લુણાવાડા. |
| સુથ | વડાસીનોર | રાજપીંપળા | |

( ગાયકવાડ )

| | | | |
|---|---|---|---|
| વડોદરા | ડભોઈ | બહાદુરપર | ગણદેવી |
| નવસારી | વઆવી | તેલારી | બળેશ્વર |
| સિદ્ધપુર | પાટણ | કડી | કટોસણ |
| માણસા | મેસાણા | હરાળે | વજપુરતરાજ |

( ખંભાત ).

| | | | |
|---|---|---|---|
| નારકોટ | વાંસદા | ધરમપુર | સચીન |

( દક્ષિણ )

| | | | |
|---|---|---|---|
| ધુળીઆ | માલેગામ | નંદુરબાર | ભુસાવળ |
| નશીરાબાદ | ચાળીસગાવ | નાશિક | ત્ર્યંબક |
| બાગલાણ | સટાણે | કળવણ | ચાંદવડ |
| શીનર | પેંઠ | આહમદનગર | કોપરગાંમ |
| સંગમનેર | અંકોલે | સેવગાસ | શ્રીગોંદે |
| પુણા | બોરઘાટ | ભીમાશંકર | પુરંદર |
| જુનર | સીરૂર | ખેડ | સાસપુર. |
| ઈંડાપુર | સતારા | ખંડાળે | મહાબળેશ્વર |
| વાપ | [illegible] | [illegible] | બીર |

| | | | |
|---|---|---|---|
| ફલટણ | ઔંધ | જત | સોલાપુર |
| પંઢરપુર | બારશી | વૈરાગ | કરનાળે |
| આકલકોટ | | | |

( કોંકણ )

| | | | |
|---|---|---|---|
| મુંબઈ | સાષ્ટી | વસાઈ | કરંજે |
| ઉરણ | ધારાપુરી | થાણા | ભીમડી |
| કલ્યાણી | ડહાણુ | ઉમરગામ | ચીંચણી |
| તારાપુર | માહીમ | આગાશી | વાંદ્રે |
| અલીબાગ | પનવેલ | પેણ | મહાડ |
| જંજીરા | રત્નાગીરી | બાણકોટ | હરણાઈ |
| દાપોલી | જયગડ | સગમેશ્વર | રાજાપુર |
| વિજયદૂર્ગ | દેવગડ | માળવણ | વેંગુર્લે |
| સાવંતવાડી | ગોવા | | |

( દક્ષિણ મહારાષ્ટ્ર. )

| | | | |
|---|---|---|---|
| કલાદગી | બાગલકોટ | વીજાપુર | બદામી |
| ઈંડી | બાગેવાડી | બેલગામ | ખાનાપુર |
| સપગાવ | ગોંકાક | અથણી | કોલાપુર |
| વિશાળગડ | કાગળ | બાગડા | ઈચળકરંજી |
| સાંગલી | જમખંડી | મીરજ | મુધોળ |
| કુરૂદવાડ | રામદુર્ગ | ધારવાડ | હુબળી |
| રાણીબેકર | બંકાપુર | નવલગુંદ | કરજંગી |
| સાવનુર | કારવાડ | સદાશીવગડ | અંકોલે |
| કુમટે | હોનાવર | | |

